# રંગીલકૃત મોક્ષ માલા.

## ભાગ પેહેલો.

---

સર્વે સોખીનજનોને માટે આ ચોપડીમાં ઠુમરી લાવણી પદ બનજારો ગરબી તથા નાટકના મનરંજન ગાયનોના રાગ ઉપરથી ભજન રચ્યાંછે જેથી સોખીનજણોને વાંચવા પ્રેમ ઉત્પન થયા વગર રહેશેજ નહી વળી આ ચોપડીમાં જે ભુલચુક થઈ હોય તેની વાંચનાર સોખી જણોથી માફી મલસે એવી આસા રાખુંછું.

રચીને પ્રસિદ્ધ કરનાર

સા. રંગીલદાસ કાશીદાસ ભજીઆ વાળા સુરત હરીપુરા ગીઈ કાંઠા.

સુરત ન્યુ સોદાગર પ્રેસમાં

શા. ફુલભરામે મંછારામે છાપ્યું.

સને ૧૮૬૭ના આક્ટ ૨૫ મુજબ રજીસ્ટ્ર કરાવીછે.

સંવત ૧૯૪૮     સને ૧૮૯૧

કીમત ૪ આના

૪૯૯૨

# શ્રીગણેસાએનમા:

# રંગીલકૃત મોક્ષમાળા ભાગ ૧લો.

---:o:---

## રાગ કલ્યાન. ૧.

(શ્રી જગતપતી) એ રાહ.

અહો પરમેશ્વરા, ધરી રૂપ વાલરા,
જઇ પાતાળેથી પ્રભુ લાવીયા ધરા; ટેક.
અયોધ્યામાં અવતાર લીધો, કેવાયા તમે રામ;
તાડીકા સુબાહુ મારી કીધુ જુગમા નામ. અહો. ૧
સલ્યાને તો અલ્યા કીધી, ચરણરજથી આપ;
ત્રંબક તોડી જનકરાયનુ, પણ પાલ્યું માહારાજ. અહો. ૨
સીતા માતને વરી કરીને, પધારતાં નીજ ધામ;
ફરસુરામનો ગર્વ ઉતાર્યો, તમે દેવ મુરાર. અહો. ૩
પીતા કેરૂ વચન પાલવા, ગઆ વનમાં ધાઇ
શીતા સતીને સાથે લીધાં. લીધાં લક્ષમણ ભાઇ અહો. ૪
પંચવટીમાં મુકામ કરીને, રહ્યા ત્રીભોવન નાથ
સુરપંખાં છલવાને આવી, છેદાવ્યુ તેનું નાક. અહો. ૫
ત્રીસુલા ખળદુખલને માર્યા, ધરી મનમાં હામ;
ત્યાંથી શુરપંખાં નાઠી તે, આવી રાવણને ધામ. અહો. ૬
મૃગ માયાવી મરીચીને, માર્યો તમે ધાઇ;
સીતા માતના વચન સુણીને, ધાઆં લક્ષમણભાઇ અહો. ૭

રાવણ આવી સીતા માતને, હરી ગઓ નીજ ધામ
તેની સાથે યુધ કરવાં, જટાયુએ જોડી હામ   અહો. ૮
મોક્ષ આપ્યો જટાયુને જન્મ મરણ બે ટાંલ્યાં;
વળી આગલ મારગે જાતાં, કંબંધે કરમાં ગાલ્યા.   અહો. ૯
અકેકો કર તેનો કાપી, મોક્ષની પદવી આપી;
સવરી કેરાં બદ્રી પ્યારી, કીધી વૈકુંઠ વાસી   અહો.૧૦
હનુમાન આદી વાંદર સાથે, જોડી તમે મીત્રાઇ;
એક બાણે વાલી માર્યો સુગ્રીવનો જે ભાઇ.   અહો.૧૧
શીતા કેરી સોધ કરવા ગઆ હનુમંત વિર;
સંપાતીને પાંખો આપી, સમુદ્ર કેરે તીર.   અહો ૧૨
હનુમંત કપી ત્યાંથી ઉછલી, આવ્યા લંકા ગામ;
રામચંદ્રની મુદ્રીકા આપી. શીતાને દીધી હામ.   અહો.૧૩
અસોક વાડી ઉજડ કીધી, ફળ ખાંધા નીરવાણ;
લંકા ગામ પ્રજાળી મુંકયું, ક્ષણું ન લાગી, વાર.   અહો.૧૪
મણી લઇને હનુમંત આવ્યાં, રામચંદ્રની પાસ
વતાંત સર્વે સાંભલીને, મંન થયાં ઉલાસ   અહો૧૫
સમુદ્ર ઉપર પાજ બાંધી, ઉતર્યા પેલેપાર
વિભીક્ષણને સરણે રાખ્યો, તે વેલા તે ઠાર.   અહો૧૬
કુંભકર્ણ જેવો જોદ્ધો પાડયો, ક્ષણુંન લાગી વાર;
ઇંદ્રજીતને લક્ષમણે રોળ્યો, પાટવી રાવણનો બાળ   અહો.૧૭
અહીરાવણ, મહીરાવણ, મારી, કીધું પરમારથ કાર્મ;
રાવણને કુળ સહીત સંહારી, વરતાવ્યો જય જય કાર.   અહો.૧
વિભીક્ષણને લંકા આપી, ભકત ગણીને ખાસ;

શીતાને અગ્નીથી લીધાં, પોંચી તેનાં મંનની આસ અહો.૧૯
વિમાને બેસી અયોધ્યામાં આવ્યાં, ખુશી રાખ્યો સઉસાથ;
તેવી રીતે મુજને રાખજો, કહેછે રંગીલદાસ. અહો.૨•



(સ્યાણી પુત્રી પધારતું સાસરે.) એ રાગ. . ૨

ભજ મંન ગોવીંદ ગોપાળને, સીધથાય તુજ કામ;
ફેરોમટે ભવપંથનો, જેથી પામે ઉદ્ધાર. ભજ. ૧
ખોટી માયાછે સંસારની, કર તેની ન આસ;
સત્ય દયા શીલ ધર્મને, સદારાખની પાસ. ભજ. ૨
કામ કરોધ મદ મોહને, કર દીલથકી દુર;
ગર્વ માયામાં મલીન થઇ, કામ કરેછે કુર. ભજ. ૩
દામ દારાને આ દીકરા, ધામ ધરાનું ધ્યાન;
કુલ કુંટુંબને ન્યાતનું, ત્યારે અંગે અભિમાન. ભજ. ૪
પણ સગુરે નથી કોઇ કોઇનું, વિના એક શ્રી રામ;
જીવતાં લગી સુખ આપસે, મુવે આપે વિશ્રામ. ભજ. ૫
ભક્તિતો એક ભગવંતને, વ્હાલીછે જોને આપ;
દાસ રંગીલ એમ કહે, ભાકત રાખોને પાસ. ભજ. ૬



## રાગ કલ્યાન. ૩.

પ્રભુ દેવા અહો, એ નહીં મુંને કહો;
ભક્તિ તમારી પાળવા, બુદ્ધી મુને દીઓ. પ્રભુ. ૧

જાણુ ખળક આ ખોટોછે. એમાં કંઇ નહી સાર;
માહા જોદ્ધા નામીચા ભુપો, થઇ ગયા તે હાર પ્રભુ ૨
કામ ક્રોધ, મદ, મોહને લીધે, તે બન્યા બે હાલ;
રાવણ કુંભકર્ણ, જરાસંગ, કંસ જેવા જે કાળ. પ્રભુ. ૩
કામ, ક્રોધ, મદ, મોહની, કદી દીલ થાય નહીં આસ;
બુદ્ધી ...જને એવી આપજો, કહેછે રંગીલદાસ. પ્રભુ. ૪



## ગરબી. ૪.

મેહેર કરો પ્રભુરાજ (૨) રટણ કરૂં તમ નામનું;
ભક્તિ આપો દીનરાત (૨) દરશણ થાય ધનશ્યામનું. મેહેર ૧
... ...ગનો વખત (૨) મન સ્થીર રેહેતુ નથી;
કામ ક્રોધને લોભ (૨) માયામાં મન મોહયું અતી. મેહેર ૨
ખોટો સારો સંસાર (૨) પ્યાર એમાં જોડો નહીં;
મુક્તી દાતા ભગવાન (૨) તમ પાસે તેડો સહીં. મેહેર. ૩
કૃપાકરજો કૃપાલ (૨) હરો ત્રિવિદ્ધીના તાપોને;
એમ કેહેછે રંગીલદાસ (૨) સત્ય દયાં સદા આપોને મેહેર. ૪



## ઠુમરી. ૫.

(વરસાદ પડ્યો,) એ રાહ.

દુઃખદાઇ કીધાં, દુઃખદાઇ કીધાં;
કળીયુગે અતી, દુઃખદાઇ કીધા. કળી. ૧

નરનારીના મંન, વિહવલ કીધાં
સત્યના મારગ, હરી લીધાં. કળી. ૨
નારીએ પતી વ્રત, મુકી દીધાં;
પરપુરૂસથી, જારકર્મ કીધાં. કળી. ૩
કળીયુગે કામ, આતે સું કીધાં;
જોઇ રંગીલદાસ, મનમાંહી બીધાં. કળી. ૪



## લાવણી. ૬.

તમે સમજો તે સર્વે લોક, કલજુગછે કાળો;
આ વખત આવ્યો બારીક, વિચારી ચાલો. તમે. ૧
જુઓ જુઓ જગતની માહી, ફંદ સું ઉડે;
આ અત્યંત થાયછે પાપ, ઇશ તો રૂડે. તમે. ૨
કુ દ્રષ્ટીથી જુએછે, નરો, નારીનાં સામું;
જોઇ જોઇ આવો બનાવ, ખેદ હું પામું. તમે. ૩
કોઇ સ્ત્રી જગતનીમાંહીં, સતી નહી ધારો;
હસે સતી તે લક્ષમાં કોઇક દીલ વિચારો. તમે. ૪
માને નહી ધણીનું કહ્યું, કોઇપણ રંડા;
આ કળીયુગ કેરી માહીં, સુખી બહુ ફંદા. તમે. ૫
વળી અસત્યને, અધર્મ, ઘણો તો થાએ.
તેથી ધંન બુદ્ધીને, આયુસ, ખુટીતો જાયે. તમે. ૬
પરમારથ, પુન્યને, દાન, નથી કોઇ કરતાં;
દેછે સાધુ, બ્રાહમણને, ગાળ, નથી કોઇ ડરતાં. તમે. ૭

નથા પાળતાં, આચાર, વિચાર, જરાં તો સારો;
તેથી કરીને થાયછે લોક, ઘણું નાગારો. તમે. ૮
કહે રંગીલદાસ, સૌને શીર નામી;
સ્ત્રીને જાણો જગતની માંહી, નર્કની ખાણી. તમે. ૯



## દક્ષણી લાવણી. ૭.

(સુણો દીલ્લી તખ્ત ધરનાર) એ રાહ.

જીવડા આ શું કીધું તેંહ કામ,
મુરખ ધીક ધીક તનેરે.
પ્રભુજીને ભજવાની મુકી હામ, મુરખ. ૧
જ્યારે હતો ગર્ભ કેરીમાંહીં; મુરખ.
પ્રભુસાથે શું બોલ્યો તો તાંહી. મુરખ.
ભક્તિ કબુલી આપ્યુ વચન. મુરખ.
ત્યારે બાહાર કાહાડયો થઇ પ્રસંન. મુરખ.
પછી લપટાયો માયાની માંહી; મુરખ.
આપેલું વચન ભુલીગયો આંહી. મુરખ. ૨
બાળપણમાં ભણી થઓ ઓહોંશીઆર. મુરખ.
પછી માબાપે કર્યું વેવીસાલ. મુરખ,
એટલે જુવાની આવી ભરપુર; મુરખ.
ધન રળવાની આશ થઇ ઉર. મુરખ. ૩
રાખી મેહેતા મુનીમો અપાર મુરખ.
મોહોટી કાહાડી તેંહ તો વખાર મુરખ.

ધન રળી ભર્યાં તેં કોઠાર, મુરખ.
તોએ તારી ત્રસ્ણાનો નહીં પાર. મુરખ. ૪
પછી માંડયો ઘર સંસાર; મુરખ.
થયાં પુત્ર પુત્રા દીક પરીવાર. મુરખ.
તેમાં મોહી રયો તું અજ્ઞાન; મુરખ.
પ્રભુને ભજવાનું ગયું ભાન મુરખ. ૫
આપેલું વચન મીથ્યાં કીધુ ગમાર મુરખ.
મુઆપછી જશે નર્કને દવાર મુરખ.
એમ કરતાં વ્રધ થયો તુજ દેહ મુરખ.
પણ રળવાની નહીં મુંકી લેહ. મુરખ. ૬
ગતી ભંગ થઓ તુજ અંગ; મુરખ.
તોએ તજયો નહી નારી સંગ મુરખ.
થયા પુત્ર મોટા વધ્યો પરીવાર; મુરખ.
તેને ચલાવ્યો તારો વેહવાર મુરખ. ૭
નિરાત થઇ બેઠો તું લાચાર મુરખ.
દોશો દોશો કહી મારે માર મુરખ.
તોએ સંભાર્યા નહીં તે રામ. મુરખ.
ધીક જનમી કીધું સુ કામ મુરખ. ૮
હાડે હાડ થયાં ચગચુર; મુરખ.
ભય લાગ્યો મરવાનો ઉર. મુરખ.
તોપણ ભજયા નહીં જગદીસ; મુરખ.
કોપ્યા પછી તે તુજપર ઇસ મુરખ. ૯
કોપી જમ દુત મોકલ્યાં તુજ અવાસ; મુરખ.
તને લઇ ગયાં ધર્મની પાસ. મુરખ.

ધર્મ રાજાએ કરી ઇનસાફ; મુરખ.
આપ્યો નર્ક કેરો તુને વાસ મુરખ.૧૦
પછી પસ્તાયો ઘણો દીલ સાથ મુરખ.
અરે ભજયા નહીં દીનાનાથ મુરખ.
માટે શમજી ચાલો આ વાર મુખર.
ખાવો નહી પડે જમ માર. મુરખ.૧૧
રામ નામનો રાખો અભ્યાસ; મુરખ.
જેથી મલસે વઇકુંઠ વાસ મુરખ.
માટે સત્ય ચાલો સૈ જંન; મુરખ.
પ્રભુ થાયછે ભકિતથી પ્રસંન મુરખ.૧૨
સૌથી ભક્તિ મોટી જાણ દીલ સાથ. મુરખ.
જેથી સુખ આપસે દીનાનાથ. મુરખ.
રંગીલદાસ કહેછે ધરી આસ; મુરખ.
સદા ભકિત રાખો સૌ પાસ. મુરખ.૧૩



## વણજારો. ૮.

એક પ્રભુ વિના હો ભાઇ, નવ જાણો સાચી સગાઇ.
નથી સગુ આપાણું કોઇ, મા, બાપ, નારી કે કોઇ
વળી વૈરી પુત્ર કે ભાઇ, નવ જાણો સાચી સગાઇ; એક.
એ સગળાં જુઠાં તું જાણ, એક સાચા સગા શ્રી રામ
અંતકાલે આવે જે ધાઇ નવ. એક.
હશે ધન દોલત તુજ પાસે, તો દોસ્તાર ઘણાં તુજ થાસે;

નીકર નહીં કરે મિત્રાઇ. નવ. એક.
દુનિઆમાં માન પૈસાને, તુ અમથો કુટી મરે સાને
મનુસ્યને ધણે નહીં ભાઇ નવ. એક.
નદી ભર્યા હોય ભડારો. ને રૂપે નહી હોય સારો;
તોએ તેને કેસે ભાઇ ભાઇ નવ. એક.
હોય રૂપ ગુણનો પુરો, પણ જો પૈસેથી અધુરો;
તો નહીં ગણે લેખાની માહીં. નવ. એક
કર દયા, ધરમને ભક્તિ, જેથી થાય તુજ મુક્તિ;
ફરી નહીં આવે ગર્ભની માંહીં, નવ. એક.
ધંન દોલત જાણે તું મારાં, તે સૌ અહીંઆ રેવાનાં;
નહીં સાથે આવે એક પાઇ નવ. એક.
તુજ જીવ નીકળી તો જાશે, જયારે માર જમનો ખાશે,
ત્યારે મંન રેહેસે પસ્તાઇ નવ. એક.
કહેછે રંગીલદાસ કર ગરીને, સાચા સગા જાણ હરીને
બીજા સ્વારથના સગા ભાઇ. નવ. એક.



(સઇઅર દુઃખ સું દાખવું) એ રાહ.

આર્ય કુ ચાલ છોડો તમે, જેથી સુખ અતી થાય;
રીતી તમાહરી જોઇને, રદય ફાટીતો જાય. આ૦ ૧
શત્ય વાહાલુંછે ઇશને, અસત્ય શીદધરો ઉર;
મોહ માયામાં મલી ન થઇ, કામ કરોછો કુર. આ૦ ૨
ધંન જોબનના જોરથી, ગર્વ કરોછો ભાઇ
તે સૌ મિથ્યા જાણીને, કરો સૌથી મિત્રાઇ આ૦ ૩

પરનારી સંગ કરો અતી, એછે પાપનું મુળ;
ઇજત આબરૂ એમા નહી, લંછન લાગેછે કુળ. આ૦ ૪
કથા કીરતંન કે ભક્તિનું, કદી નહી થાયે દીલ
નાચ ભવઇ જોવા સારૂ, નહી કરો કદી ધીલ. આ૦ ૫
અવળા અવળા ચાલો ને, રાખો નહીં તમે પાસ
તોતો તમે સુખી થશો, એમ કહે રંગીલદાસ આ૦ ૬



(નવ જાય મારા પુત્ર તે પરાયા બાગઆ બાંગમાં) એ રાહ.

જનમી જીવ શું કીધું મનુસ્યની તેં જાતમા,
મનખો તેં એળે ખોયો, રમી તે સ્ત્રી સાથમાં. જન૦ ૧
ધર્મ કરવા દેહ દીધો, અહધર્મ કરેછે શું,
પશુ પંખી કરતા ગણાશે નીચી નાતમાં જન૦ ૨
ધીક જન્મ તાહરો, ને ધીક તુજ દેહ.
ભજન પ્રભુનુ કર્યું નહીં, લઇ ભજનીઆં હાથમાં જન૦ ૩
ધંધો કરી ધન લેવા, આશ તુજ દીલ;
બાંધી મોટા મેહેલને, રહયો કુટુંબના સાથમાં જન૦ ૪
ધન ખરચી અથાગ, મોટા તેં કર્યા વરા;
ભોજન જમાડી સારા, લીધોછે જસ નાતમાં જન૦ ૫
ધર્મના કામમાં એક, પઇ ખરચી નહીં;
દાન સાધુ બ્રાહ્મણોને, આપ્યા નહી હાથમાં. જન૦ ૬
કહેછે રંગીલદાસ, એવા જીવને ધીક્કાર;
જઇ હરી ભજ્યા નહીં, ભજનીઆના સાથમાં જન૦ ૭

(મેનાવતી માતા.) એ. રાહ.

જીવ અભાંગી, જોને જાગી તુજ દીલમાં
સું નીંદ્રામાં તું ઘેરાઓ, માથે ભમેછે કાલ
ચેત દીલમાં તુંતો જલદી, ધર્મ ધનુસ કરધાર જીવ. ૧
કાયા જુઠી, માયા જુઠી, જાણ જુઠો સંસાર;
ધર્મ ધનુસના જોરથી, તરસે પેલે પાર જીવ. ૨
માત તાત બેલી નહી થાએ, જાણ જીવજરૂર;
સ્ત્રી પુત્ર પણ નહીં થાય બેલી, જો વીચારી ઉર. જીવ. ૩
કહેછે રંગીલદાસ સર્વને, ભજો હરીને ભાઇ;
તો માયા રૂપી નીદ્રા જાસે, નીકર જાસે નહીં. જીવ. ૪



રાગ પદ. ૧૨

રામ રામ કહો મેરે પ્યારે, ભજો મેરે પ્યારે, જપો મેરે પ્યારે;
રામ રામ કહો મેરે પ્યારે— ૧
રામચંદ્રજીની નાજુક આંખો, હો નાંજુક આંખો—
જેવી ખીલીરે ગુલાબ— રામ રામ૦ ૨
શીરપર મુગટ અતિ શોભે, હો મુગટ અતિ શોભે—
ધનુશ શોભેછે અદભુત— રામ રામ૦ ૩
પીતાંબર પટકુળ વાળી, હો પટકુળ વાળી—
વાઘો પેહેર્યો છે રશાળ— રામ રામ૦ ૪
કંઠે મોતીની માળાઓ શોભે, હો માળાઓ શોભે—
કુંડળ ઝળકેછે કાન— રામ રામ૦ ૫

ગૌર અગ અતિ જોને સુંદર, હો અતિ જોને સુદર-
તીલક સોભેછે કપાલ- રામ રામ૦ ૬
રંગીલ કહે એના ચરણુની બલીહારી, હો ચરણુની બલીહારી—
હુંતો જનમ જનમ થાઉં દાસ- રામ રામ૦ ૭

## રાગ પદ. ૧૩

હરી લોકને હરી નામ, ખરૂં ધન હરી લોકને હરી નામ;
વિના રખવાલે ચોર નહી ચોરે, સુવેછે સુખેથી ધામ- હરી. ૧
રોજ રોજ વધેછે ધન દોહડું, ઘટે નહીં કંઇ દામ- હરી. ૨
હરી નામવિન અવર નહીં જાણે, હરીથી લાગેલુંજ ધ્યાન હરી. ૩
હરી નામનું વસ્ત્ર ધરેણુ, હરી નામનુજ દામ.- હરી. ૪
રંગીલદાસ કહે હરી નામથીજ, પાર ઉતરસે કામ. હરી. ૫
ઘણાં ગઆં ઝખમાર, ભજન વિના ઘણાં ગઆં ઝખમાર;
સવારે ઉઠી નાઇ ધોઇ, પાળેછે આચાર; ભજન. ૧
દઆ, ધરમનો, ભાવ ન જાણ્યો, એવો પ્રેત ચંડાળભજન. ૨
આપ મરે, બીજાને મારે, રાખી લોભની લાર. ભજન. ૩
માળા, છાપાં, તીલ કરી, ધુતી ખાધો સંસાર. ભજન. ૪
રંગીલદાસ કહે ભગવંત ભજનવિના, પડસો નર્કને દુવારભજન. ૫
રામ નામ ચિત ધરસે, જીવતું રામનામ ચિત ધરસે;
જમનાં કીકર તુજથી ડરસે, ભક્ત નામ તાહરૂં પડસે, રામ ૧.
આગળો જનમ તારો, પાછલો જનમ તારો, આ જનમ પણુ સુધરસે
રામ. ૨
ભાવ થકી ભક્તિ તુ કરસે, તો વૈકુંઠે જાતાં, કોટન કોઇ પકડસેરામ ૩
રામ નામથી પથ્થર તર્યાતો, જીવતું કેમ નહી તરસે. રામ. ૪

રામ નામનું નાવ રાખેતો, સેજે ભવ સાગર તરસે. રામ. ૫
કહેછે રંગીલદાસ તુંને, સર્ગમાં સુખ જડસે. રામ. ૬

ધીક જીવડા, ધીક તુજને, ધીક તાહરી દેહજી;
પ્રભુરે ભજ્યા નહીં પાપીએ, લાગી લોભની લેહજી.
હવેરે જીવ તાહરૂં સું થસે.
દાન દયા ભકિત ધર્મને, જાણ્યા નહીં તે ઉરજી;
કામ કરોધ મદ મોહને, કીધાં નહી તે દુરજી. હવેરે ૧
નાચ ભવઇ જોવા સારૂં આખી રાતતો જાગેજી.
કથા કીરતંન સાંભળતાં, ઝેર જે હેવું લાગેજી. હવેરે. ૨
ભક્તિ કરતા ભગવાનની કાયા તાહરી કંપેજી;
ગંજીફો સોકતાં કુટતાં, ઘડી તું નહીં જંપેજી. હવેરે. ૩
કર આપ્યાં ભુંડાં તુંજને, કરવા પુંજંન સેવાજી;
મુખ આપ્યુંછે બોલતું, રામ નામતો લેવાજી. હવેરે. ૪
આંખ આપી જોવા તુજને, હરી કેહરૂં રૂપજી;
સું કામ હાથે રહીને પડે, નર્ક કેહેરે કુપજી. હવેરે. ૫
ચરણ દીધાં છે ચાલવાં, પરમારથ કામ માંહીજી;
કાન દીધાંછે સાભલવા, કથા કીરતંન આંહીજી. હવેરે. ૬
સત્ય ને મારગે ચાલને, રાખ રૂદેમાં રામજી.
રંગીલદાસતો એમ કહે, સુધરી જાહસે કામજી. હવેરે. ૭

જાણો નહીં કંઇ સાર, જગતમાં, જાણો નહી. કંઇ સાર;
છે સ્વારથીઓ સંસાર, જગતમાં.
ગમે તેતલુ ધંન મલે, પણ જીવને નહી કરાર;

ગમે તો ઇસ્સનો રાજ્ન બને, પણ તરપત નહીં થનાર તરપત નહી
થનાર. જગતમાં.
ખોટી મોહમાયામાં લપટી, રમેછે જાર ગમાર;
ધંન વીર્યબલ જતા રહયા તો, નહી થાય આપની નાર;
નહીં થાય આપની નાર જગતમાં.
નારીના ફંદમાં મોહીને, કોને કાહાડયો સાર;
દેવ દાન વકે માનવી, બની ગઆં લાચાર;
બની ગઆં લાચાર. જગતમાં.
જેતલો પ્યાર જોડ સો સ્ત્રીમાં, તેટલા થસો ખુવાર;
પણ સ્ત્રીના ચરિત્રનો, જડસે નહીં કંઇ પાર.
જડસે નહીં કંઇ પાર. જગતમાં.
કહેછે રંગીલદાસ શૌ ને, તમે નહીં લપટો સંસાર.
એમ કરતાં લપટી ગયાંતો, નર્ક જસો નીરધાર.
નર્ક જસો નીરધાર. જગતમાં.

(કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે) એ રાહ.

કર હરી સંગાતે હેત હર ગડીરે;
મરી જાવું ઓચિંતુ અકાળ;
અંત કાલની ખબર નહીં પલનીરે! . અંત ૧ ટેક.
ઉત્મ અવતારછે, મનુષ્યનોરે;
તેથી ભજો સદા સુખ રામ અંત ૨
ભજો ભજો ભગવાનને ભાવથીરે;
તો તો પામ સો, અચલ ઠામ. અંત ૩
મારૂં મારૂં કરી ધંન સંઘરરે;

તેમાં તારૂં કંઇ નહીં જાણુ. અંત. ૪
સુખ સંસારનુ છે સ્વપના જેવુંરે;
પલમા જતુ રેહેસે નીરવાણ. અંત૦ ૫
શું લાવ્યા હતા ને શું લઇજવુંરે,
જેછે અહીંનુ તેતો રેહેશેજ અહીં. અંત૦ ૬
દાન ભકિત પુન્ય જે કીધા હશેરે,
તેને સાથે આવશેજ તહી અંત૦ ૭
એવા ખોટા સુખને માનીનેરે,
નહીં કરી હરી શું પ્રીત અંત૦ ૮
ફટ ભુંડા અભાગી જીવડારે,
પ્રભુ પદને પામવાની નોએ રીત- અંત૦ ૯
રામ નામ લેની તું ભાવથીરે,
જેથી ગર્ભમા થાએ નહીં વાસ- અંત૦ ૧૦
રંગીલદાસ કહુછે કરગરીને.
રામ વીના ખોટી સઉ આસ અંત૦ ૧૧

---

આવ્યો મનુશ્યનો દેહ ચિંતામણીરે,
તારા દીલમાંછે પાપ અથાગ- નથી લેતો પ્રભુ કેરા નામનેરે
ટેક. ૧
જનમ મરણું મોટું દુ:ખ જાણીનેરે,
તારા દીલમાં પ્રભુને આરાધ્ય- નથી૦ ૨
માથે કાળ ભમે છે ચોપાસથીરે
તેની નજી લેતો સંભાળ- નથી૦ ૩
મહા મોટા જોદ્ધા જોરાવર હતાંરે,

તેને કાજે લુટ્યા તતકાળ- નથી૦ ૪
રાવણ, કંસ, જરાસંધ આદી થયારે,
જે જોદ્ધા મહા અપાર- નથી૦ ૫
તેને કાજે કદી નહી મુકીઆરે,
તો જીવ મનુસ્યના શા ભાર- નથી૦ ૬
ઘણું કામ સંસારનું કરતોરે,
ચુકે નહીં તેમા લગાર- નથી૦ ૭
માન સગાં સંબંધીને ઘણુ આલતોરે,
તેથી કામ તારૂ શું થનાર- નથી૦ ૮
માન આપ સદા હરી દાસનેરે
મુંઢ મનના તું લુણ હરામ- નથી૦ ૯
પડેલો મોહ માયાના દુ:ખમારે,
બતાવે દુ:ખની વારણ કામ- નથી૦ ૧૦
પરનારીની પ્રીત બહુ કરતોરે,
નહી ડરે દીલમાં લગાર- નથી૦ ૧૧
એવાં અવળે મારગે ચાલીનેરે,
મન ખોએલે ખોઓ ગમાર- નથી૦ ૧૨
જગ કરતાનો ભય નથી રાખતોરે,
એક પળમાં થસે તુજકાળ નથી૦ ૧૩
મુંશીબત ઘણીછે અંત કાળનીરે,
તારા દીલમા પ્રભુને આરાધ્ય- નથી૦ ૧૪
નીકર પછી પસ્તાસે દીલમાંરે,
જ્યારે મળસે નર્કનો વાસ. નથી૦ ૧૫
માટેપ્રભુને ભજ તું મુળથીરે

એમ કહેછે રંગીલદાસ. નથી૦ ૧૯



## ગરબી રાગ ઉપરનો.

તારા દીલમાં જાણેછે મરવું નથીરે;
નિશ્ચે કર્યો દીલમાં નીરધાર
તેથી ભુલીગયો, જગદીસનેરે. તેથી૦ ૧
ધંન દોલત, નારીને, વળી દીકરાંરે;
નોકર ચાકરને ઘરબાર. તેથી૦ ૨
ખેતી વાડીને ઘોડા ઘણાં રાખીઆંરે;
હાંકવા બેસે થઇને દાસ તેથી૦ ૩
મોતી હવેલી ઝરૂખાને માલીઆંરે;
તેમાં જઇ રહયો તું ખાસ. તેથી૦ ૪
સોનેરી સેજ સુવાકરીરે;
ગાદી તકીઆ મુંક્યાં ચો પાસ. તેથી૦ ૫
કોચ ખુરશીને તેબલ ઘણાંરે
મુન હાંડી તકતાં તેહ સાથ. તેથી૦ ૬
એવાં ખોતાં સુખને ચાયછેરે;
તેથી થાય તુજને હંકાર. તેથી૦ ૭
નીચુ શીર કરી નથી નમતોરે;
હાથે રહીને થસે ખુંવાર. તેથી૦ ૮
છેલ છબીલો ધન સ્યામછેરે;
તેને ભજવાનું નહી થયું દીલ. તેથી૦ ૯

પાપ જનમો જનમ તે સું કીધાંરે;
જેથી બુદ્ધી થઇ ગઇ હીણુ. તેથી૦ ૧૦
ખોતી રીતો આ દીલથી દુર કરે;
તોતો જડસે અવીચળ ઠામ. તેથી૦ ૧૧
રંગીલદાસ કહે, ભજ ભાવથીરે;
સુખ આપે સદા, સુખરામ. તેથી૦ ૧૨



## ગરબી રાગ ઉપરનો

તારી સાથે ફરેછે મોત ભતનુંરે;
પળ એક મુંકે નહીં તેહ,
માટે ભજીલેને ભગવાનનેરે. માટે. ૧
ધંન દોલત સ્રીને દીકરાંરે;
તેની ખોટી જાણુ તું લેહ. માટે. ૨
મોટાં રાજ મુકીને ચાલતાં થઆરે;
પલમાં જોને નીરવાણુ. માટે. ૩
રાજ સુખ સાથે નહી થઆરે;
બની બેઠાં.પછી લાચાર. માટે. ૪
તારૂં જોબન જસે જરા વારમાંરે;
કાલા મટી થસે સપેત. માટે ૫
ઉઠાં બેઠાની ગતી નહીં રેહેસેરે;
છેક થઇ જસે ગફલેત. માટે. ૬
સગાં સંબધી સર્વે મલીરે;

લુટીલેસે તારાં ધનમાળ. માટે. ૭
અતકાલે જમદુતો આવસેરે;
તારાં ભુંડા કરસે, તેહ હાલ. માટે. ૮
તેની બીક રાખી રદયમાંરે;
ભજ સદા મોરલી ધર નાથ. માટે. ૯
રંગીલદાસ કહેછે, કરી વિનંતીરે;
અંત કાળે સાસે તેહ હાથ. માટે ૧૦



(લેને લેને લાવજીને જોતાં નહીં જડે.) એ રાહ.

રૂદો રૂદો આવો અવતાર, મનુસ્યનો નહીં મળે;
મનુસ્યનો નહીં મળે, જીવને ખોલ્યો નહીં જડે. રૂડો. ૧
સું કામ હાથે રહીને નર્કે પડે.
આવો રૂડો મનખો મેલી, માયામાં રમે. રૂડો ૨
નહીં જાણે વેદ પુરાન, પંડીતથી રમે;
નહીં તંનમાં જોર લગાર, જોરાવરથી લડે. રૂડો. ૩
દેખી મંજારને, મંન માહી ડરે;
જો અવ્યો હોય સામો વાઘ, તેને તો કેમ હણે. રૂડો. ૪
તેમ જુથાં વાંચીને ગ્રંથ, જીવતું સું કરે;
વાંચ ભજન કથાનાં પુસ્તક, હરી જેથી મળે. રૂડો. ૫
જેવું વાવે જમીનની માહી, તેવું મળે;
વાવે બાવળીઆનું બીજ, આંબો કેમ ફળે.
સું કામ હાથે રહી અગનીમાં પડે;

કાસ્ટ સાખે અગની માંહી, કેમ તે નહી બળે. રૂડો. ૭
મુખ્ય મને ભક્તિ પ્રભુની કરે
મુઆ પછી આપે સુખ જમમાર નહીં પડે. રૂડો. ૮
કહેછે રંગીલદાસ, માયા દુર કરે;
તો મનુસ્યનો અવતાર, સફળ થરે. રૂડો. ૯



## રાગ મરશીઆનો.

હોલ હોયરે જીવડાં તારૂં સું થાસે, જીવડાં તારૂં સું થાસે;
કુ ચાલ તારી નહીં જાસેરે. હોય. ૧
જાણે નહીં ધર્મ લગાર, પરનારીથી રમેછે જાર:
ભુંડા સુંરે થસે તુજ હાલરે. હોય. ૨
સું કામ થઇને ફરેછે દીવાનો, કદી કાલ નહીં ચુકવાનો
નામ તેનો તો નાસ કરનારોંરે. હોય. ૩
નહીં સત્ય મારગ તું જાણે, ધન જોબનનો હંકાર આણે;
તેથી પડસે નર્કની ખાણેરે. હોય. ૪
સતીઆં થઇ ગઆં જે મોટા, કશી વાતનાં રહ્યા નહીં તોટાં;
અસત્ય ચાલથી દીલમાં રોતારે. હોય. ૫
હરીચંદ્ર સત્ય વાદી થઆં, શતને સારૂં ઘણું દુઃખ સહ્યાં;
જઇ નીચનાં ઘરમાં રહ્યાંરે. હોય ૬
બૈરી છોકરાં વિખુટાં થઆં, તેના સત્ય પ્રભુજીએ જોયાં;
પણ સત્યથી વૈકુંઠે ગઆંરે, હોય. ૭
સકળ સાએ રાખીતી ટેક, રોજ સાધુ જમાડવો એક

કીધી પરીક્ષા લઇ સાધુ વેસેરે. હોય ૮
ટેક રાખવા પુત્રને માર્યો, તેને પ્રભુજીએ જીવાડ્યો;
સાચી ટેક જોઇને તાર્યોરે. હોય. ૯
ભક્ત ધ્રુવ પ્રલ્હાડ ખરા, એ આદી થઆં બીજાં ગણાં
ભક્ત નરસૈમાં નહીં મનાંરે; હોય. ૧૦
એવી રીતે ભક્તિ જો કરસો, સત્ય દઆ દીલમાં ધરસો;
ભવ સાગર તેથી તરસોરે. હોય. ૧૧
માંગવા આવે ભીક્ષુક કોઇ જંન, બને તો આપવું મુંઠી અંન
કડવા નહીં કેહેવા વંચનરે. હોય. ૧૨
એવી કુ ચાલ તમે તો છોડો, એક પ્રભુ સાથે ચિત જોડો;
રંગીલદાસની વિનંતી ઉર ધરોરે. હોય. ૧૩



(અલ્ફસે તુ યાદ કર અલ્લા કું આદમ) એ રાહ. ૨૪.

ચાલો, ચાલો, ચાલો, સૌ, લડવા પ્રભુ સાથ;
કામ ક્રોધ, વસ કરી, ભીડીએ તે સું બાથ. ચાલો. ૧
ધર્મ ધનુશ્ય રાખીએ, લડવાં સારૂં હાથ;
ગોફ્ણુ લઇએ ગ્નાનની, જીતવા દીનાનાથ. ચાલો. ૨
જીત સદાછે ધરમીઓની ખાઇએ નહીં હાથ;
અ ધરમીઓની હારછે, જાણો દીલ સાથ. ચાલો. ૩
દાસ થઇ ભક્તિ કરે, તે જીતે પ્રભુ સાથ;
કહેછે રંગીલદાસ, નીડર, નક્કી ખાએ હાથ. ચાલો. ૪



(જાલદીલે બાવાજી) એ રાહ. ૨૫.

કર નહીં કદી વિલંબ ભજવા પ્રભુને ભાવથી,
ભજવા પ્રભુને ભાવથી, કે પરમારથનાં કામથી. કર. ૧
દેહ દીધો પ્રભુજીએ ઉત્તમ મનુસ્ય જાતનો
તે જો સફલ નહીં કરેતો, જન્મો તે સા કામનો કર. ૨
ભક્ત આધીન ભગવાનને, ભક્તિ તો વાહાલી સહી;
તે જો તુજથી નહીં બની તો, સું જવાબ દેસે તહીં. કર. ૩
કોટી કામ તારાં મુકી, ભજ ઘડી તું રામને;
લાભ મોટો તેથી થસે, જઇ મળે ઘનસ્યામને કર. ૪
ધંન એકઠું કરી, કરેછે સું સ્વારથી;
તે તો સાથે નહીં આવે, કર કામ પરમારથી. કર. ૫
ભુખ્યાંને ભોજન દેવું, તરસ્યાને પાણી સહી
પરમારથ કરો હામ બીડી, દીલમાં ડરો નહીં. કરે. ૬
કહેછે રંગીલદાસ, આ, લોકછે, સ્વારથી;
સારૂ ચાયપો તીકુંને, બીજાની ગરજ નથી. કર. ૭



## ગજલ.

ખોતા કામ કરવામાં, જીવ ખુશી થઓ;
પસુ પંખી કરતાં પાપી, તુંતો સું ગયો. ૧.
ધીક્કારછે, ધીક્કારછે, ધીક્કાર તુજને;
ધીક્કાર, હાથ, પગને, ધીક્કાર મુખને. ૨.
પગે ચાલી તીર્થે નાવા, ગઓ નહીં;
ભજન પ્રભુનું મુખથી, કદી કર્યું નહીં. ૩.

સેવા પ્રભુની હાથથી, કદી કરી નહીં.
બુદ્ધી સત્ય ચાલવાની, દીલથી ગઇ. ૪
કરૂણા કરી, પ્રભુજીએ, તુજ પર ઘણી;
બદલો તેનો વાળવાને, હામ નહીં બાંડી. ૫.
રક્ષણ કીધું ગર્ભ માંહી તારૂ તો અતી.;
દયા હજુ પણ છે તેની, નથી રહી જતી. ૬.
જીવતા લગીએ તુજને, નહીં કદી મુકે;
માટે ઓ અભાગીઆ, તક સુ ચુકે. ૭.
જુઓ પસુઓ, પોતીકા કામથી, નહીં ચુકે;
તો મુઢ પાપી પ્રાણીઆ, સું કામ તું ઉંગે. ૮.
કહેછે રંગીલદાસ, રૂડો જો, વખત જસે;
જીવ પસ્તાવો તુજને, પછી બહુ થસે. ૯.



(સાંભલો માત પીતા સુખદાઇ.) એ રાગ. ૨૭.
થઇ દુનિઆં બધી, દુ:ખ દાઇ;
કારણ પાપ તેનુંછે, ભાઇ. થઇ. ૧
પરનારીથી જાર રમીને;
ખુશી થાય ઘણાં, દીલમાંહી થઇ ૨
પરનારી સાંમુ કુ દ્રસ્ટીથી;
જુવે ઘણાં લોક ધાઇ. થઇ. ૩
ધર્મ ધાંનતો જતા રહ્યાંને
પાપ કર્મ રહ્યાંછે ભાઇ. થઇ. ૪
અહંકાર અભિમાન વધી ગયાં ને;

શીળ સંતોષ ઘટયાં દીલ માંહી થઇ. ૫
આચાર વીચાર તો, પાળતાં નથીને;
જુઠ લબાડ વધી ગઇ ભાઇ. થઇ. ૬
સત સંગ દીલથી, ગમે નહીને;
કુસંગ કરે દીલ ચાહી. થઇ. ૭
આવાં ખોટા ચાલ જોઇને;
પ્રભુ કોપે ઘણાં દીલ માંહીં. થઇ. ૮
ધંન ધાંન જાયે તેથી કરીને;
આવે દલીદ્રતાં ભાઈ. થઇ. ૯
તેથી કરીને દુઃખી થાયછે;
કહે રંગીલદાસ, નીકર થાય નહીં. થઈ. ૧૦



(જફા વોરશીતમ કું સજાવાર હું) એ રાહ. ૨૮.
સગપણ સાચું નથી, કોઇનું;
મા બાપ, સાશી, બૈરી કોઇનું. ૧
માયામાં લુબ્ધ, થઇ સું રહયો;
મનખા દેહ તારો, એળેતો તો ગઓ. ૨
ગર જાંગરજી, મલ્યાં, સૌ કોઇ;
અંત કાલે બેશી રેહેવાના, રોઈ. ૩
સું કામ તંન પીલી, ધંન તું રળે;
સદા કાળ વળગ્યો, તાહારે ગળે. ૪
ઘડી એક પ્યારી, જાયછે અતી;
કદી કાલ તુજને, મુકવાનો નથી. ૫

મોટાં ઉચા બાંધી, ઘરો સુ કરે;
હંકાર અભિમાન, ઉર સુ ધરે.
સારા વસ્ત્ર ઘરેણાં, બહુ તુ કરે;
ગાડી ઘોડે બેશી, હરનીસ ફરે. ૭
નીશ્ચે મરવું, મનમાં, નક્કી તુ જાણ;
ખોટા સુખની અંતે, થવાની હાણ, ૮
સગાં વાહાલાં શુખ, તારાં તો લેસે;
સારો સારો તુને, સૌકો કેહેસે. ૯
પ્રભુની ભક્તિ તેં, દીલથી નહી કરી;
સાબાશીને ધુળ તેથી, તો મલી. ૧૦
રંગીલદાસ કહેછે, ભજ ભાવથી;
તો તો તું તરસે, ભવ પારથી. ૧૧



## લલીત છંદ.

અરરર, જીવરે, સું હવે થસે;
જબ તું ઇસને, સું જવાબ દેસે. ૧
અસત્ય ચાલતો, દીલથી નહી ખસે;
સુખ તે તુજને; કયાં થકી થસે. ૨
જોની તું દીલમાં. સું રહયો ઉંગી;
જગ કર્તા તણાં, કામની ખુબી. ૩
દેહ તે તાહેરો, કેહેવો ગડયો;
હાડને માંઉસથી, અદભુત કર્યો. ૪
જાત જાતનાં પશુ પંખીઓ કીધાં;

ફળ ફુલ આદી સૌ મુકી દીધાં; ૫
ભાત ભાતનાં જીવ કીધા ગણાં.
કીધાં અંન્ન ઉદર ભરવાં નહી તેમાં મણાં; ૬
મેધ મંડળતો કીધુંછે ધાડું.
જીવ સધલાનાં સુખને સારૂ; ૭
સુર્ય ચંદ્રને કીધાંછે કેવાં.
તેજના જોરથી આંખને જોવાં; ૮
અગણીત તારાઓ, આકાશમાં દીસે.
જોતીસ ચક્રતો, તેહથી શીખે; ૯
ગતી એણીનીને, કોણસકે કળી,
જીવ સુખ સારૂં, સું સુ ચીજ કરી; ૧૦
જાગ્રુત થઇને, ભજ સદાહરી.
વખત આબારી થવાં, નહીં આવે ફરી; ૧૧
દાસ રંગીલતો, કેહેછે અતી.
ગઇ વખત તો, આવતી નથી; ૧૨



## રાગ બીહાગ.

ચેતો દીલની માંહીં, જીવ સૌ ચેતો દીલની માહીં.
ચેતી કરીજો ભક્તિ કરો તો, વાસ ગર્ભમાં થાય નાંહીં જીવ. ૧
ભક્તિ થકી કોઇ મોટું નથી ને, ગફલત શીદ થાઓ ભાઇ જીવ. ૨
પ્રલ્હાદની ભક્તિ સાચી હતી તો, વાસ કીધો સ્થંભની માંહીં જીવ ૩
રામને સેવ્યા હનુમાને તો, દ્રોણા ગીરી લાવ્યા જઇ. જીવ. ૪
પુંડલીકે ભાવથી સેવાકીધી તો, ઇંટ પર વિઠ્ઠલજી ઊભા ધાઈ જીવ. ૫

ભાવથી પ્રચેતપ કીધું તો, અવીચળ પામ્યો ભાઇ. જીવ. ૬
દ્રુપતીનાં પટકુળ પુર્યા ને, લાજ રાખી સભાની માંહીં જીવ. ૭
ઝેરતણાં તો અમ્રત કીધાં ને, આલ્યાં મિરાને ધાઇ. જીવ. ૮
નરસૈયાંને માંડલીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા રાતે જઇ જી. ૯
ઉષ્ણ કઢાં જેને શીતળ કીધી, સુધનવા સારૂં ધાઇ. જીવ. ૧૦
હરીચરણ ચિત જેતું જડાશેને, મનનો મેળ જાશે ધોવાઇ જીવ. ૧૧
પ્રભુ પરસંન તેપર થશેને, પરી અંત કરે સુખ દાઇ જીવ. ૧૨
હરીથકી કોઇ મોટો નથી, નક્કી સમજજો દીલ ભાઇ જીવ. ૧૩
રંગીલ કેહેછે કરજોડીને, અમથાં ફરોછો ફુલાઈ. જીવ. ૧૪

---

## રાગ ગીરધારીનો.

પ્રભુજીરે જીવંન પ્રાણછો પ્યારાં, નહીં થશો મુજથી ન્યારાં.
અંત સમેરે આવી મલજો વાહાલા, છોનંદ જસોદાના લાલા.
સુખદુખથી આપો સુખ પ્યારાં
કામ ક્રોધ થાઓ ન્યારાં.
દુર કરો દુનિઆનાં ચાલા.
સુધ્ય મનેરે, ગુણ હું ગાઉ સારાં. નહીં ૧
મથુરામારે અવતાર લીધો, મુરારી થવાં ભક્ત તણા ઉપકારી;
કાળા આઠેમારે જન્મ લીધો, ગીરધારી તીથી અષ્ટમી બહુ સારી.
તાત વાસુદેવ સુખકારા.
માત દેવકીજી તમારી.
અવતાર તેને પેટે ધારી.
ગોકુળમાંરે જઇ વસ્યા મુરારી. થવાં ૨

કંસના ભેથીરે માત તાતતો બીધાં; તેથી નંદજસોદાને ઘેર લીધા.
નંદજસોદાએરે ઉછેરી મોટાં કીધાં, પછી કારજ તમે સુ કીધાં.
પુટના માંરી પય પીતાં.
અગાસુર બગાસુર લીધાં.
દાવાદળ પાન પીધાં.
ગીરધારીરે ગોવરધન કરલીધા. તેથી. ૩
કાળી નાગનેરે નાથ્યો જઈ પાતાળે, જય જયકાર થઓ તે વારે.
કંસનેરે માર્યો તમે જેવારે સૌ ખુશી થયાં તેવારે
માત તાત કાઢાડયા તેવારે.
પછી જઇ રહયા મો સાળે
પાંડવની ધાઆંવારે
કહે રંગીલરે સૌખુશી થઆં છે ત્યારે, જય. ૪



## રાગસુરનો.

ભજો ભજો ભગવાન ભજો ભજો ભગવાન.
ભજને પ્રભુને ભાવથી ને મંનમાં રાખી હામ· ભજો ૧
કામ ક્રોધ મદ મોહ રાખો તેથી બુદ્ધી જાય.
શીળ સંતોસને ભક્તિ રાખો જેથી જ્ઞાનજ થાય. ભજો ૨
જ્ઞાન દ્રસ્ટીથી વિચાર કરોની દીલમા તમે ભાઇ;
ક્યાંથી આવ્યાંને, કયાં જઇશું કોણુ જસે સાઇ. ભજો ૩
સત્ય લોકથી જીવ આવ્યોને, સમાસે ત્રીગુણમાંહીં
મોહ માંયાની જાળે કરીને, ભુલો પડયો તું ભાઇ ભજો ૪
ભુલા પડલાનું કારણુ શુંછે, વિચારો દીલસાથ;

કામ ક્રોધ માયા વસ કરીને, બીડો હરી શું બાયભજો ૧
નિરગુણ ભક્તિ જો કરેને, મંન સ્થીર જો થાય;
દાસ રંગીલતો એમ કહેછે, નક્કી સ્વર્ગે જાય. ભજો. ૬



## રાગ ઉપરનો.

ભજો ભજો ગોપાલ, ભજો ભજો ગોપાલ;
જુઠ અધંમને વસ કરોતો, પોચે મનની હામ. ભજો. ૧
કેમ બુદ્ધી તમારી ગઇનૈ, સું હારીને બેઠા;
રામ નામતો મોટું જાણો, એથી સૌછે હેઠા. ભજો. ૨
છળ કપટ પ્રપંચ કરીને, ધંન એકઠું કીધું;
તે સૌ જુઠી માયા જાણો, તેથી કારજ શું શીધું. ભજો. ૩
રામ નામનું ધંન સંઘરો, જેથી શુખજ થાસે;
ખરૂં ધનતો તેજ સમજજો, જીવની સાથે જાસે. ભજો. ૪
માટે ભાઇઓ વિચાર કરો, દુનીઆંની માયા ખોટી;
હાથે રહીસું કામ કરોછો, મોહ માયામાં લોટી. ભજો. ૫
ખાતાં તારા ધર્મ રાજાએ પાડયાછે, બહુ મોટા.
ધીક જીવડાં તે જન્મી જગમાં, ધંધા કીધાં સું ખોટાં. ભજો ૬
જેમાં ખોટો આવે તેવાં, ધંધા દોને છોડી;
નફોજે ધંધામાં થાએ, જઇ કરોતે દોડી. ભજો. ૭
મોહ માયા હંકારને લોભો, એથી આવે ખોટો.
ધર્મ ધ્યાન સંતોષને ભક્તિ, જેથી થાએ નફો. ભજો. ૮
માટે ભાઇઓ ભજંન નવચુકો, કહું છું તમને ધાઇ;

ખરો ધંધો ભજનનો જાણો, જેથી થાય કમાઇ. ભજો. ૯
ખોતો નહીં ખાતામાં આવે, સમજો દીલની સાથ.
દાસ રંગીલ એમ કેહેછે, ભક્તિથી ભીડો બાથ. ભજો. ૧૦



## ધોળ રાગ પદનો.

રામ ભજવાનો આ અવસરછે, ફરી ફરી નહીં મળસેરે.
ચોંપ કરીને ચેતો દીલમાં, ગર્ભ વાસતો તળસેરે. રામ. ૧
મનુસ્ય દેહછે મોઘા મુલનો, તેથી ભજો ભાવરે.
પશુ પંખી જ્યારે અવતર સો, સું થસે તેવારેરે રામ. ૨
ગર્ભ વાસમાં સું બોલ્યો તો,-ભક્તિ મુજથી પળસેરે;
તે વજન તેં મીથ્યાં કીધું, હાલ હવે સું કરસેરે. રામ. ૩
આયુસતો એક મળમાં જાસે, જેમ દીવો બુજાસેરે;
સગાં સ્નેહી સર્વે સ્વાર્થી, અતે અળગા થાસેરે. રામ. ૪
અમરીત રસતો મુકી દઇને, ઝેર હાથે સું પીધાંરે;
કહે રંગીલ પાપીએ કેહેવાં, પ્રભુથીનાં બીધાંરે. રામ. ૫



## ગરબી.

(મલજો મલજો મલજોરે.) એ૰ રાહ.

જાયછે જાયછે જાયછેરે, રૂડો ભજંન વખત વહી જાયછે.
પછી જીવને પસ્તાવો થાયછેરે, રૂડો ભજંન વખત વહીજાયછે. ટેક.

માટે પળ પળ ભજંન કરોની, નીકર જીવ પાળથી પસ્તાયછે. રૂડો ૧
મુનશા દેહ ધરી ભજન નાકર્યું, ધીક તેનો અવતારછેરે. રૂડો. ૨
લખ ચોરાશી અવતારોમાંથી, મનુસ્ય મોહોતો ઘણાયછેરે. રૂડો, ૩
માટે આ અવતાર એળે જસેતો, બીજાંમાં પછી સું થાયછેરે રૂડો. ૪
કુસંગ કુચાલનો સંગ કરવાથી, કારજ તારૂ સું થાયછેરે. રૂડો. ૫
ભજનની સાથે સંગત કર્યાથી, સઘળું કુળ તરાયછેરે. રૂડો. ૬
ચોંસત ઘડી આઠ પોહોર ભજવાથી, પ્રભુજી પ્રસંન થાયછેરે. રૂડો. ૭
ઘડી જે જાયતે પાછી નહીં આવે, શું કામ અમથો અફળાછેરે રૂડો. ૮
ભાવ થકી જે ભજંન કરેને મંન સુદ્ધ જેનું થાયછેરે. રૂડો. ૯
દાસ રંગીલતો હેતથી કહેછે, સ્વર્ગમાં તેને રખાયછેરે. રૂડો. ૧૦



## પદ.

(મંન તું શીદને ચિંતાધરે.) એ રાહ.

મન તું શીદને હંકાર ધરે, જીવતું શીદને માયા કરે;
કાળનો ડર મનમાં નવ ધરે. ટેક
તું અંતર અજ્ઞાન ધરે, તેથી કારજ શું સરે;
એ કરતાં જ્ઞાન દીલમાં લાવી, હરી ભજન જો કરે. કાળ. ૧
છે મૃત્યુ સર્વનું એનાં હાથમાં, મારે ત્યારે; મરે;
તેમાં ફેર પડે નહીં કોથી, હર બ્રહ્મા જો મળે. કાળ. ૨
દુનીઆં સઘળી સ્વારથીછે, જાણ દીલમાં ખરે;
સ્વાર્થ પોતીકો થાતો હોયતો, અઘોર કર્મ આચરે. કાલ. ૩

પરનારી સું જાર રમતોં, દીલ મધ્યે નહીં ડરે;
પન મંનમાં, વિચારી જોને, તેથી કારજ શું સરે. કાલ. ૪
જેવુ બીજ વાવે ખેતરમાં, તેવું ફળ નીપજે;
જો પાપના બીજ વાવેતો, પુન્ય ફલ શું ફળે. કાળ. ૫
મન વેગીતો નાવ કરીને, દ્રધ ભક્તિ જો કરે;
કર જોડી રંગીલ કહેછે, સંસાર સાગર તું તરે. કાળ. ૬



પદ.

( જે કોઇ પ્રેમ અંસ અવતરે. ) એ રાહ.

જે કોઇ ભક્ત જનતો હસે, ભક્તિ જ્ઞાન તેના ઉરમાં યસે ટેક.
આધો પાપ કામથી ખસે, દીલમા દઆં ધર્મ વશે;
કુસગમાં નહી રહેસે, ધરથી રામ રામ કહેશે. ભક્તિ. ૧
જારી જોરી દીલથી ખસે, સદા સત્ય મુખમાં વશે;
નહીં અધર્મ ધંન રાખસે, પર દુઃખ જોઇ દાઝશે. ભક્તિ. ૨
નહીં ઉદાશી દીલમાં વસે, પળ પળ રામ રામ લેશે;
અહરની રામરામ કહેસે, કહેછે રંગીલ શુખીઓ થશે. ભક્તિ. ૩



પદ.

(પ્રભુ તને પ્રસંન કેમ થાય.)

રામનું ભજંન ભુંડા કેમ થાય, તારો જીવ વિષયને ચાય; ટેક.
હરનીસ રામનું ધ્યાન ધરેછે, ઘડી સુખે નહીં શુવે;

પરનારી જો નતી હોયતો, કુદ્રસ્ટીથી જુવે  રામ. ૧
ફટ જીવડા ફટ અભાગી, દીલમાં જોને જાગી;
એહ ફંદમાં જે જન પડ્યા, તેહ થયાં અભાગી.  રામ. ૨
નામ અબળા એનું કાવે, પણ છેરે ઘણાં બળ વાળી;
તકમક તકમક આંખ ફેરવી, મોહીનીથી નાંખે મારી.  રામ. ૩
પરણ્યાં ધણીને ગુંતો મુકી, પરથી રમેછે જારી;
ધંન માળ તેનાં હરીને, ઘણી ખુશી થનારી.  રામ. ૪
માટે ભાઇઓ વિચાર કરોની, દીલમાં તમે મોટો;
શું કામ હાથે રહીને ફસોછો, વિષય લતછે ખોટો.  રામ. ૫
વિષય વાસના જોરે મટેને, મનશુંધ્ય થાએ જ્ઞાને;
દાસ રંગીલ કેહેછે ત્યારે, ભજવાંનુ થાએ ભાને;  રામ. ૬



## ગરબી.

(મલજો મલજો મલજોરે.) એ રાહ.

કરજો કરજો કરજોરે, રૂડું રામ ભજંન તમે કરજો;  ટેક.
તે કરીને દીલમાં ઠરજોરે, રૂડું રામ ભજંન તમે કરજો.  રૂડું. ૧
રામ નામથી પથ્થર તર્યાંતાં, તેમ તમે પણ તરજોરે.  રૂડું. ૨
આર્યો જ્ઞાન દીલમાં લાવીને, એક સંપથી પલજોરે.  રૂડું. ૩
સંપ કરીને ભજંન કરવાં, દીલમાં ઉમેદ ધરજોરે.  રૂડું. ૪
ગર્ભ વાસમાં શું બોલ્યાંતાં, તેજ વચનને પલજોરે.  રૂડું. ૫
કળીયુગનો આ વખત કેવોછે, તેનો વિચાર દીલ ધરજો.  રૂડું. ૬

માત પીતાનું કહ્યું પુત્ર માને નહી, કહું છઉ તે ઉરધરજોરે. રૂડું. ૭
સ્ત્રીએ પ્રતી વ્રત ધર્મ મુકયાંછે, તેથી દીલમાં ડરજોરે. રૂડું. ૮
અસત અધર્મ વધી ગયુંછે, તેથી સત્યથી પલજોરે. રૂડું. ૯
દાસ રંગીલ કરજોડી કેહેછે, વિનતી આ ઉરમાં ધરજોરે. રૂડું. ૧૦



## ગરબી.

રામછે રામછે રામછેરે, જીવતારા રદયમાં રામછે.
તેનું કર તુજને ભાનછેરે, જીવ તારા રદયમાં રામછે. ટેક. ૧
જુઠી માઆમાં સુંરે રમેછે, અંતે તેનાથી કામછેરે. જીવ. ૨
ભક્તિ તેની તું કરની ભાવથી, એ વિણ ખોટું સૌ કામ છેરે. જીવ. ૩
જ્ઞાન દ્રસ્ટીથી દીલમાં જોને, કએ ઠેકાણે તેનો ઠામછેરે. જીવ; ૪
દાસ રંગીલ કરજોડી કહેછે, દ્રઘ ભક્તિથી જે જાણછેરે. જીવ. ૫
રામનો ઠામતો તેનેજ જડેછે, બાકી બીજા અફલાયછેરેજીવ. ૬

રાંગ ઉપરનો.



સાચો સાચો સાચોરે, એક ભક્તિ મારગછે સાચો:
તે કરીને દીલમાં રાચોરે, એક ભક્તિ મારગછે સાચો. ટેક. ૧
ભક્તિ કરવાથી કોણ કોણ તર્યા, ઉરમાં લો તેની વાતોરે. એક ૨
આતસબાજી જેવો ખેલ સંસારનો, તેની આસ દીલમાં નહીં રાખોરે. ૩
ધ્રુવ પલ્હાદ અમરીષ આદીએ, જુગ જાણ્યો તો ખાતોરે એક ૪

એવું જાણીને ભક્તિ કીધીતો, જસદુનિઆંમા થઓ ગવાતોરે એક ૫
માટે ભક્તિ સૌથી મોટીછે, એમ દીલમાં વિચાર રાખોરે. એક. ૬
દાસ રંગીલ કરજોડી કેહેછે, તેથી સ્વર્ગનાસુખને ચાખોરે. એક. ૭



## પદ.

મંનતું ભજન કર રાચી, જીવતું સંગત કર સાચી
નર્કનો નહીં થસે વાસી. ટેક. ૧
જેને સંગત સાચી કીધી, તેથઆં સુખ વાશી.
મોહ માયાને દીલ જાણતું, કાળ રૂપતો ફાંસી. નર્ક. ૨
શીળ સંતોષ દીલમાં લાવી, ભક્તિ કર સાચી;
મારગ ભક્તિનો સૌથી મોટોછે, જો દીલમાં તપાશી. નર્ક ૩
વેદ પુરાનો ભાત ભાતનાં, જોને તપાશી;
તેમાં પણ ભક્તિ મોટીછે, જાણ બીજી હાંશી. નર્ક. ૪
કહેછે રંગીલદાસ સૌને; ભક્તિછે સાચી;
જે કરે તે દીલની માંહીં, તે થસે સુખરાશી. નર્ક. ૫



## રાગ ગરબીનો.

જીરે રોકયો ઘાટ ગોવાળીએજો. એ રાહ.

ચેત દીલમાં પ્રાણી શું સુંઇ રહયોજો.
કરશે કાળ અતી ઉતપાતજો.
હાંરે તારી પળમાં કરસે ઘાતજો. ચેત. ૧

મોહ માયા રૂપીછે નીંદ્રાજો.
તેમાં રમવા દીલનારૂ થાયછેજો.
હાર તેથી કામ તારૂં સું થાયછેજો.
છલતું ધંન આયુસ ઘટી જાયછેજો. ચેત. ૨
સૌથી મોટી માયાછે, સ્ત્રીનીજો.
તેને કર દીલ થકી દુરજો.
હાંરે નીકર પછી પસ્તાસે તું અતીજો
માર જમનો પડસે જયારે ઉરજો. ચેત. ૩
ચેતી દીલમાં સત્યથી ચાલનીરે;
તેથી અતિયંત થાસે સુખજો
હાંરે કહે રંગીલ સ્વર્ગમાં તું જસેજો.
ગર્ભ વાસનું તળસે. દુ:ખજો. ચેત. ૪



## રાગ લાવણી.

છે સ્વપ્ના જેવો સંશાર, સમજ મંન માહી
ધંન દોલત માયામાં, રહયો સું લોભાઈ. છે. ૧
જોઇ સ્ત્રી પુત્ર પરીવાર, ઘણો થાય રાજી,
તે શું આવસે તાહરી સાથ, મુરખ હોપાજી છે. ૨
આ ખોતી માયા સૌ, જાણ જગતની ભાઈ
એક રામ વિના નહીં જાણ, સાચી સગાઇ. છે. ૩
માટે પ્યાર નહી જોડ, જગતની માહી;
છે આતસ બાજી જેવો ખેલ, દુનિઆનો ભાઇ છે. ૪
કહેછે રંગીલદાસ, સૌને શીર નામી;

મોહ માયા જગતની માંહીં, નર્કની ખાણી. છે ૫

## રાગ દક્ષણી લાવણી.

રામ કહેતાં બેસે છેશું દામ;
મુરખ ધીક જીવ તનેરે ટેક.
મુંઢ મંનનાં લુણ હરામ. મુરખ. ૧
ખોતી લવરી કરેછે મુખ. મુરખ
તેથી સું થાય તુજને સુખ. મુરખ. ૨
તે કરતાં રામ નામનો કર અભ્યાસ મુરખ.
જેથી નર્કનો તળસે વાસ. મુરખ, ૩
હાથ તારા કરેછે જોને કામ મુરખ.
સું કામ મુખેથી રટે નહીં રામ. મુરખ. ૪
સું કામ નથી રટતો તું રામ મુરખ..
નથી બેસતું તુને કંઇ દામ. મુરખ. ૫
વગર દામે થાએ છે કામ મુરખ.
જેથી મળસે વૈકુંઠ ધામ. મુરખ. ૬
કહી ખરચે અનંગળ દામ. મુરખ.
તોએ જડે નહી એવું ધામ મુરખ. ૭
મારે શું ભુલો પડેછે ગુમાર મુરખ.
જલદી થઇ જાને હોંશીઆર મુરખ. ૮
સું કામ ચુકેછે આવાર; મુરખ.
ફરી નહીં આવે આવો દાવ મુરખ. ૯
ફરી નહીં આવે મનુસ્ય અવતાર મુરખ.

માટે ભજી લેને કીરતાર. મુરખ. ૧૦
જેથી અતીયંત થાસે સુખ. મુરખ.
નહીં વેઠવું પડે જમ દુઃખ મુરખ. ૧૧
કેહેછે રંગીલદાસ ધરી આસ મુરખ.
રામ નામથી ટળસે નર્ક વાસ. મુરખ. ૧૨



## રાગ મરશીઆનો.

હોય, હાયરે, વખત કેવોછે નઠારો, વખત કેવોછે નઠારો
મુને આસરો પ્રભુજી તમારોરે, હોય હાયરે વખત કેવોછે નઠારો. ૧
જાણું ખલક સરવે ખોતો, નહીં સત સંગી કોઇ જોતો;
અસત ચાલો જોઇ દીલ રોતોરે. હોય હાયરે. ૨
જોઈ પરસુખ દીલમાં બળે, નીંદા કરવી ઘણી ગમે;
નહીં દઆ ધરમ દીલ મળેરે હોય હાયરે. ૩
જારી ચોરી છીનાળી વધીછે, જુઠ દુસ્ત કરમ અતીછે;
શીળ સંતોષ ભક્તિ ઘટીછેરે. હોય હાયરે. ૪
સગા વાહાલામાં વેર અતી, ભાઇઓ ભાઇમાં સંપ નથી;
એવી કાળે ફેરવીછે મતીરે. હોય હાયરે. ૫
માટે મેહેર કરો મુરારી, કદી બુધ્ધી નફરે મારી,
જેથી ગાઉં કીરતી તમારીરે. હોય હોયયે. ૬
નથી મુજમાં અકલ ઝાજી, રહયો તમ ચરણુને બાજી;
રંગીલદાસ કેહેછે ગાજીરે. હોય હાયરે. ૭
પ્રભુ કરજો મારી સંભાળ, હું તો છું તમારૂં બાળ;
મારી બુધ્ધી ન ફેરવે કાળરે. હોય હાયરે. ૮

## રાગ બનજારો.

એક રામ વિના હો ભાઇ, સૌ જુઠી જાણું સગાઇ. ટેક.
ભકત વચ્છળ પ્રભુછો આપ, દુર કરો કુબુધ્ધી નાથ.
જેથી ભક્તિ કરૂં હું ધાઇ સૌ જુઠી જાણું. ૧
કામ ક્રોધ માયાને લોભો, એછે પાપના રોગો.
તે નહીં આપો દીલ માંહી. સૌ જુઠી. ૨
આપો દઆ સંતોષને ભક્તિ, જેથી થાય મુજ મુક્તિ
ફરી નહીં આવું ગર્ભની માંહીં. સૌ જુઠી. ૩
મુઢ મતીનો છું હું બાળ, તમે રાખજો મારી સંભાળ,
અંત કાળે આવજો ધાઈ સૌ જુઠી. ૪
તમે પ્રલ્હાદની વારે ધાઆ, જઇ ગજની બચાવી કાઆ.
ચીર પુર્યાં પાંચાળીના ધાઇ. સૌ જુઠી. ૫
પાંદવ ઉપર કરૂણાં કીધી, ધ્રુવની સંભાળ વંનમાં લીધી;
વળી આપ્યુ અવીચળ ધાઈ. સૌ જુઠી. ૬
સવરીનાં બદ્રી ખ્યાશી, કીધી ગુનકાને વૈકુંઠ વાશી;
સુધનવાને ઉગાર્યો ભાઇ. સૌ જુઠી. ૭
એવાં ભક્તોનાં કામ કરતાં, નહીં આળસ દીલમાં ધરતાં;
તતબર આવજો ધાઇ સૌ જુઠી. ૮
કહે દાસ રંગીલ કર ગરીને, મારી વિનંતી ઉર ધરીને.
સદા ભક્તિ આપો ઉર માંહીં. સૌ જુઠી. ૯



## રાગ કાફી.

(બેડો બાઇ બુડતો તારોરે) એ રાહ.

અરે જીવમાન કહ્યું તું મારૂં રે. તેથી કારજ સરસે તારૂં રે. ટેક.
કે શીળ સતોસને ભક્તિ રાખી, ભજ સદા સુખ રામ.
નીંદા લવરી કુસંગ તજજે, તો તો સુધરસે કામ અરે. ૧
દયા દાનને દીનતા રાખી સત્ય બોલજે મુખથી વાણ.
સુધ્ય મને હરી સમણ કરજે, જેથી પાપની થાસે હાણ. અરે. ૨
ભાવ રાખી હરી ભજન કરજે, તેથી થાસે સૌ સુખ;
મોહ માયાને હંકાર [illegible] અતીયંત થાસે દુઃખ અરે. ૩
સુખી થવાના એ ઉપાયો, સમજી દીલની સાથ,
કેહે રંગીલ તું રાખજે જીવડા, હેત કરીને પાસ. અરે. ૪



## [illegible] દક્ષણી લાવણી.

રંગ [illegible] [illegible] અતી સુખ.
ગીરધારી [illegible] ભજે ભાવેરે. ગીરધારી. ટેક.
લજાસે માતાની [illegible] [illegible]. ગીરધારી. ૧
દામ દારામાં મોહા [illegible] ગુમાર. ગીરધારી.
સત્ય દીલમાં લાવીને [illegible]. ગીરધારી ૨
કાળનો ડર આણી ઉર સાથ. ગીરધારી.
શીગતો કરશે દીના નાથ. ગીરધારી. ૩
દાવ ઉતમ જાણી [illegible] ગીરધારી
સરગે શીરીતે જસે ગુમાર. ગીરધારી ૪
ભક્તિ મોતી જાણી દીલ સાથ ગીરધારી
જીવ ભીડ [illegible] [illegible] બાથ. ગીરધારી ૫
આળસ દીલમાં [illegible] અપાર ગીરધારી
વાગસે જમ [illegible] તેથી માર. ગીરધારી ૬

લાજ આવેછે સું દીલ માંહી ગીરધારી
સુ કીરતી ગાતાં પ્રભુજીની આડી. ગીરધારી ૭
રટતાં નામ પ્રભુનું એસે છેસું દામ. ગીરધારી
તને કેમ મળસે અવીચળ ધામ ગીરધારી. ૮

## રાગ બરૂવાનો કેરબો.

સત્ય થકી સૌ ચાલો, આર્યજનો સત્ય થકી સૌ ચાલો ટેક.
દયા દાન દીનતા રાખો, શીળ સંતોષ જાલો. આર્ય ૧
કથા કીરતંન ભકિત રાખો, કામ ક્રોધ મોહ ટાળો, આર્ય ૨
જોરી જારી જુગતું તજી રામ ભજતાં દીવસ ગાળો આર્ય ૩
કામ વાશના જાજી નહી રાખો, પરસ્ત્રી માત ભગની જાણો આર્ય ૪
કહે દાસ રંગીલ હેતથી તમને, લવરી પર નીંદા ટાળો આર્ય ૫

## રાગ માહાડ.

પ્રભુ ગીરીવરધારી, ક્રસ્ન મુરારી, બંસીધર ઘનસ્યામ.
આપો બુધ્ધી સારી, કરૂં ભકિત તમારી, ક્રસ્ન મુરારી. બંશી ૧
જાદવ કુળમાં અવતાર લીધો, તમે શ્રી ભગવાન;
અવતાર લઇને દૈત્યો સંહાર્યાં, કીધા ભકતોનાં કામ;
ગજને તારી, પુતનાં મારી, ક્રસ્ન મુરારી. બંશી. ૨
ધ્રુવની સંભાળ વંનમાં લીધી, જાણી ભકત નાદાન;
નાદાન જાણી ભકિત ભાવી, આપ્યું અવીચળ ધામ;
પ્રલ્હાદ તારી હીરણ્યાં કસબ મારી, ક્રસ્ન મુરારી. બંશી. ૩
અગાસુર બગાસુને મારી કાળી નાગ નાથ્યો માહારાજ

નાગને નાથી વિખઝવાળ કાપી ખુશી કર્યો સૌ સાજ;
કંસને મારી; જયવર તાવી, કસ્ન મુરારી. બંશી ૪
પાંડવ ઉપર કરૂણાં કરી, સારથી થયા મહારાજ;
સારથી થઇને દુ:ખ સૌ હરી, અપાવ્યુ તેને રાજ,
એવી કૃપાળી, મેહેર તમારી, કસ્ન મુરારી બંશી ૫
કહે રંગીલ કરજોડીને, લક્ષ્યુ તમને પાય;
પાએ લાગું શુ બુદ્ધી માગુ, જેથી ભક્તી થાય,
વિનંતી મારી, લેજો ઉરધારી કસ્ન મુરારી. બંશી ૬

# જાહેરખબર.

આ ચોપડી સુરત ખરાન પોરી ભાગળે હમારી દુકાનેથી તથા કેટલાક ચોપડી વેચનારાઓ પાસેથી મળશે સામટી ખરીદનારને સસતે ભાવે આપવામો આવશે.

આ ચોપડીનો બીજો ભાગ થોડાક વખતમાં તૈયાર થયેથી બાહાર પડશે.

લી. સા. રંગીલદાસ કાશીદાસ ભજીઆવાળા.